اَشْھَدُ اَنْ لَّآ اِلٰہَ اِلَّا اللّٰہُ وَ اَشْھَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُہٗ وَ رَسُوْلُہٗ۔

(نسائی قدیمی کراچی:۱/ ۱۷۵رقم:۱۱۷۳)

③⓪ بِسْمِ اللّٰہِ وَ بِاللّٰہِ ، اَلتَّحِیَّاتُ لِلّٰہِ وَ الصَّلَوَاتُ وَالطَّیِّبَاتُ، اَلسَّلَامُ عَلَیْكَ اَیُّھَا النَّبِیُّ وَ رَحْمَةُ اللّٰہِ وَ بَرَکَاتُہٗ ، اَلسَّلَامُ عَلَیْنَا وَعَلٰی عِبَادِ اللّٰہِ الصَّالِحِیْن، اَشْھَدُ اَنْ لَآ اِلٰہَ اِلَّا اللّٰہُ وَ اَشْھَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُہٗ وَرَسُوْلُہٗ، اَسْأَلُ اللّٰہَ الْجَنَّةَ وَأَعُوْذُ بِاللّٰہِ مِنَ النَّارِ۔

(نسائی قدیمی کراچی:۱/ ۱۷۵رقم:۱۱۷۴،طحاوی:۱/ ۱۱۸، بزیادۃ الواؤقبل اسال اللہ الخ)

تنبیہ: اَسْأَلُ اللّٰہَ الْجَنَّةَ وَأَعُوْذُ بِاللّٰہِ مِنَ النَّارِ۔ اس دعائیہ جملہ کو تین بار پڑھ لیا جائے۔

.....હું ગવાહી આપું છું કે, અલ્લાહના સિવાય કોઇ મા'બૂદ નથી અને હું ગવાહી આપું છું કે, મુહમ્મદ (સલ.) અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.

(૩૦) અલ્લાહના નામ અને અલ્લાહની તવફીકથી શરૂ કરું છું. બધા પ્રકારની ઝબાની ઈબાદતો, બદની ઈબાદતો (અને) માલી ઈબાદતો અલ્લાહ માટે જ શોભાસ્પદ છે. હે નબી (સલ.)! આપ પર સલામ અને અલ્લાહની રહમતો અને એની બરકતો નાઝિલ થાય. અમારી ઉપર અને અલ્લાહના નેક બંદાઓ ઉપર પણ સલામ નાઝિલ થાય. હું ગવાહી આપું છું કે, અલ્લાહ સિવાય કોઇ મા'બૂદ નથી અને હું ગવાહી આપું છું કે, મુહમ્મદ (સલ.) અલ્લાહના બંદા અને તેના રસૂલ છે. હું અલ્લાહથી જન્નતની દરખાસ્ત કરું છું અને જહન્નમથી અલ્લાહ તઆલાની પનાહ ચાહું છું.

Maktabe Ashraf

(۳۱) اَلتَّحِيَّاتُ لِلّٰهِ الزَّاكِيَاتُ لِلّٰهِ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ۔

(موطا امام مالک: ۳۱ رقم: ۲۰۷، موطا امام محمد: ۱۰۹ رقم: ۱۴۷)

(۳۲) بِسْمِ اللّٰهِ وَ بِاللّٰهِ خَيْرِ الْاَسْمَآءِ، اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ لِلّٰهِ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ وَ (اَشْهَدُ) اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ

(૩૧) સઘળી પવિત્ર ઝબાની ઈબાદતો, માલી ઈબાદતો, બદની ઈબાદતો અલ્લાહ માટે જ છે. હે નબી (સલ.) ! આપ પર સલામ અને અલ્લાહની રહમત તથા એની બરકતો નાઝિલ થાય. અમારી ઉપર અને અલ્લાહના નેક બંદાઓ પર સલામ નાઝિલ થાય. હું ગવાહી આપું છું કે અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી અને હું ગવાહી આપું છું કે મુહમ્મદ (સલ.) અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.

(૩૨) અલ્લાહના નામ અને અલ્લાહની તવફીકથી શરૂ કરું છું, જે સર્વશ્રેષ્ઠ નામ છે. સઘળી ઝબાની ઈબાદતો, માલી ઈબાદતો, બદની ઈબાદતો અલ્લાહ માટે જ છે. હું ગવાહી આપું છું કે, અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી. તે એકલો જ છે, તેનો કોઈ શરીક નથી અને હું ગવાહી આપું છું કે, મુહમ્મદ (સલ.) અલ્લાહના બંદા.....

وَ رَسُوْلُهٗ ، اَرْسَلَهٗ بِالْحَقِّ بَشِيْرًا وَّ نَذِيْرًا، وَ اَنَّ السَّاعَةَ اٰتِيَةٌ لَّا رَيْبَ فِيْهَا، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ (وَبَرَكَاتُهٗ) ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ اَللّٰهُمَّ اغْفِرْلِیْ وَاهْدِنِیْ۔

(جمع الفوائد:۱/۲۵۵رقم:۱۵۵۱،بسقط ''اشہد قبل ان محمدا'' طحاوی:۱/۱۸۸، بسقط ''وبرکاتہ'')

㉝ اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ وَالصَّلَوَاتُ وَ الْمُلْكُ لِلّٰهِ۔ اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ۔

(ابوداؤد:۱/۱۴۰ رقم: ۹۷۱،وشرحہا للعینی:۴/۲۵۷-۲۵۸)

.....અને તેના રસૂલ છે. આપને અલ્લાહે હકની સાથે ખુશખબરી સંભળાવનાર અને ડરાવનાર બનાવીને મોકલ્યા અને આ વાતની ગવાહી આપું છું કે, કિયામત આવનારી છે, જે(ના આગમન)માં કોઇ શંકા નથી. હે નબી (સલ.) ! આપ પર સલામ અને અલ્લાહની રહમત તથા એની બરકતો નાઝિલ થાય. સલામ થાય અમારી ઉપર અને અલ્લાહના નેક બંદાઓ પર. હે અલ્લાહ ! મારી મગફિરત કર અને મને સન્માર્ગ બતાવ.

(૩૩) તમામ પ્રકારની ઝબાની ઈબાદતો, માલી ઈબાદતો અને બદની ઈબાદતો તથા સલ્તનત અલ્લાહ માટે જ છે. હે નબી (સલ.) ! આપ પર સલામ અને અલ્લાહની રહમત તથા એની બરકતો નાઝિલ થાય.

Maktaba Ashraf

(٣٤) بِسْمِ اللّٰهِ، اَلتَّحِيَّاتُ لِلّٰهِ الصَّلَوَاتُ لِلّٰهِ الزَّاكِيَاتُ لِلّٰهِ ، اَلسَّلَامُ عَلَى النَّبِيِّ وَ رَحْمَةُ اللّٰهِ وَ بَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ۔ شَهِدْتُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ شَهِدْتُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ۔

(موطاامام مالک: ۳۱ ، رقم: ۲۰۸)

(٣٥) اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ الزَّاكِيَاتُ لِلّٰهِ ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَ اَنَّ مُحَمَّدًا عَبْدُ اللّٰهِ وَ رَسُوْلُهٗ ،

(૩૪) અલ્લાહ તઆલાના નામથી શરૂ કરું છું. બધી ઝબાની ઈબાદતો અલ્લાહ માટે છે. બધી બદની ઈબાદતો અલ્લાહ માટે છે. સઘળી પાકીઝા ઈબાદતો અલ્લાહ માટે છે. નબી (સલ.) પર સલામ અને અલ્લાહની રહમત તથા એની બરકતો નાઝિલ થાય. સલામ હજો અમારી ઉપર અને અલ્લાહના નેક બંદાઓ પર. મેં આ વાતની ગવાહી દીધી કે, અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી (અને) મેં ગવાહી દીધી કે, મુહમ્મદ (સલ.) અલ્લાહના રસૂલ છે.

(૩૫) સઘળી ઝબાની ઈબાદતો, સઘળી માલી ઈબાદતો, સઘળી બદની ઈબાદતો (અને) સઘળી પવિત્રતાઓ અલ્લાહ તઆલા માટે જ છે.

હું ગવાહી આપું છું કે, બેશક, અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી. તે એકલો જ છે, તેનો કોઈ શરીક નથી અને બેશક, મુહમ્મદ (સલ.) અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.....

اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَ رَحْمَةُ
اللهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى
عِبَادِ اللهِ الصَّالِحِيْنَ۔ (موطاامام مالک:۳۱ رقم: ۲۰۹)

۳۶ اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ
الزَّاكِيَاتُ لِلّٰهِ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا
اللهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُ اللهِ وَ
رَسُوْلُهٗ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ
وَ رَحْمَةُ اللهِ وَ بَرَكَاتُهٗ ، اَلسَّلَامُ
عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللهِ الصَّالِحِيْنَ۔

(موطاامام مالک: ۳۲،رقم: ۲۱۰)

Maktabe Ashraf

....હે નબી (સલ.) ! આપ પર સલામ અને અલ્લાહની રહમત તથા એની બરકતો નાઝિલ થાય, અમારી ઉપર અને અલ્લાહના નેક બંદાઓ ઉપર (પણ) સલામ નાઝિલ થાય.

(૩૬) તમામ ઝબાની ઈબાદતો, સઘળી માલી ઈબાદતો, બધી બદની ઈબાદતો (અને) બધી પવિત્રતાઓ અલ્લાહ તઆલા માટે છે. હું ગવાહી આપું છું કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી અને હું ગવાહી આપું છું કે, હઝરત મુહમ્મદ (સલ.) અલ્લાહના બંદા અને તેના રસૂલ છે. હે નબી (સલ.) ! આપ પર સલામ અને અલ્લાહની રહમત તથા અને બરકતો નાઝિલ થાય. સલામ થાય અમારી ઉપર અને અલ્લાહના નેક બંદાઓ ઉપર.

Maktabe Ashraf

㊲ اَلتَّحِيَّاتُ الصَّلَوَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَ رَحْمَةُ اللّٰهِ وَ بَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ۔

(مجموعۃ الاحسان فی تقریب صحیح ابن حبان رقم الحدیث: ۲۱۶۷)

㊳ اَلتَّحِيَّاتُ لِلّٰهِ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ۔ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ۔

(ابوداود: ۱/۱۳۹ رقم: ۹۶۷)

Maktabe Ashraf

(૩૭) સઘળી ઝબાની ઈબાદતો (અને) સઘળી બદની ઈબાદતો અલ્લાહ તઆલા માટે જ છે. હે નબી (સલ.) ! આપ પર સલામ અને અલ્લાહની રહમત તથા એની બરકતોની વર્ષા થતી રહે. અમારી ઉપર અને અલ્લાહના નેક બંદાઓ ઉપર સલામ નાઝિલ થાય. હું વગાહી આપું છું કે અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી અને (હું ગવાહી આપું છું) કે મુહમ્મદ (સલ.) અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.

(૩૮) તમામ ઝબાની ઈબાદતો, બદની અને માલી ઈબાદતો અલ્લાહ તઆલા માટે છે. હે નબી (સલ.) ! આપ પર સલામ અને અલ્લાહની રહમત નાઝિલ થાય. સલામ થાય અમારી ઉપર અને અલ્લાહના નેક બંદાઓ ઉપર. હું ગવાહી આપું છું કે, અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી અને હું ગવાહી આપું છું કે મુહમ્મદ (સલ.) અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.

Maktabe Ashraf

(۳۹) اَلتَّحِيَّاتُ الْمُبَارَكَاتُ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ۔ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ۔

(مسلم واللفظ لہ:۱/۱۷۴،رقم:(۶۰ـ۴۰۳) ابوداؤد:۱/۱۴۰،رقم:۹۷۰،بزیادۃ الواو قبل اشھدان لا الہ الخ)

(۴۰) بِسْمِ اللّٰهِ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰه۔

(ابن ماجہ عن فاطمۃ:۱/۵۶،رقم:۷۷۱ فی الدعاء عند دخول المسجد)

Maktabe Ashraf

(૩૯) તમામ પ્રકારની બરકતવંતી ઝબાની, બદની (અને) આર્થિક ઈબાદતો અલ્લાહ તઆલા માટે છે. હે નબી (સલ.) ! આપ પર સલામ અને અલ્લાહની રહમત તથા એની બરકતો નાઝિલ થતી રહે. સલામ થાય અમારી ઉપર અને અલ્લાહના નેક બંદાઓ ઉપર. હું ગવાહી આપું છું કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી અને હું ગવાહી આપું છું કે, બેશક, હઝરત મુહમ્મદ (સલ.) અલ્લાહના રસૂલ છે.

(૪૦) અલ્લાહ તઆલાના નામથી શરૂ કરું છું અને સલામ હજો અલ્લાહના રસૂલ (સલ.) પર.

Maktabe Ashraf

✧ બિસ્મિહી તઆલા ✧

# ચાલીસ રબ્બના

## (કુઆનિક દુઆઓનો સંગ્રહ)

: ભાષાંતર :

## (મવ.) ઈસ્માઈલ અહમદ મનુબરી (રહ.)



પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫
તા. જ઼િ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

Mokabe Ashraf

# પ્રસ્તાવના

દુઆની ઈસ્લામમાં ઘણી અહમિયત અને મહત્ત્વ છે. કુર્આન–હદીષમાં દુઆની ઘણી તરગીબ અને પ્રેરણા આપવામાં આવી છે :

"ઉદ્‌ઊની અસ્તજીબ લકુમ : તમે મારાથી દુઆ માંગો, હું તમારી દુઆને કબૂલ કરીશ." *(સૂ. મુઅમિનૂન)*

"ઉજીબુ દઅ્વતદ્દાઇ ઇઝા દઆનિ : હું દુઆ કરનારાઓની દુઆને કબૂલ કરું છું" *(સૂ. બકરહ)*

"ઉદ્‌ઊ રબ્બકુમ તદર્રુઅંવ્ વખુફ્યતન્ : તમે તમારા પરવરદિગાર સમક્ષ આજિઝીપૂર્વક તેમજ ચૂપકીદીથી દુઆ માંગ્યા કરો". *(સૂ. અઅ્રાફ)*

હદીષ શરીફમાં છે :

"મન ફુતિ-હ લહૂ મિન્કુમ બાબુદ્દુઆઇ

**ફુતિહત્ લહૂ અબ્વાબુર્રહ્મતિ** : જેના માટે દુઆનો દ્વાર ઊઘડી ગયો, એના માટે રહમતનાં દ્વાર ખૂલી ગયાં". *(મિશ્કાત)*

દુઆના ન કરવી માત્ર મહરૂમીનું જ કારણ નથી; બલકે અલ્લાહ તઆલાની નારાજગીનું પણ કારણ છે :

"**મન લમ્ યસ્અલિલ્લા-હ યગ્દબ્ અલય્હિ** : જે અલ્લાહ તઆલાથી સવાલ કરતો નથી, અલ્લાહ તઆલા એનાથી નારાજ થાય છે". *(તિરમિઝી)*

"**અદ્દુઆઉ મુખ્ખુલ ઇબાદતિ** : દુઆ ઈબાદતનું તત્ત્વ (મગજ) છે". *(મિશ્કાત)*

"**લય્સ શય્ઉન અકર-મ અલલ્લાહિ તઆલા મિન દુઆઇ** : અલ્લાહ તઆલાને ત્યાં દુઆથી વધુ કોઈ ચીજ અહમ નથી".

Maktabe Ashraf

**"લા યરુદ્દુલ કઝા-અ ઇલ્લ દુઆ :** તકદીરને દુઆ સિવાય કોઇ (અમલ) બદલી શકતો નથી". *(મિશ્કાત–તિરમિઝી)*

સારાંશ કે, દુઆ અલ્લાહ તઆલાના નજીક ઘણી જ પસંદનીય અને ઈચ્છનીય વસ્તુ છે. દુઆ દ્વારા બંદો પોતાના મા'બૂદથી જાણે વાતચીતનો શર્ફ હાસિલ કરે છે. દુઆ અબ્દિયતનો ઝુહૂર અને નતીજો છે. દુઆ અલ્લાહ તઆલા સમક્ષ પોતાની આજિઝી, વિનમ્રતા અને અલ્પતા જતાવવાનો બેહતરીન અને અસરકારક ઝરીઅહ છે. દુઆથી બેપરવાઇ, વિમુખતા અને દુર્લક્ષતા અભિમાનની નિશાની છે અને અભિમાનને અલ્લાહ તઆલા પસંદ ફરમાવતો નથી : **"ઇન્નલ્લા-હ લા યુહિબ્બુલ મુ-કબ્બિરીન".**

દુઆઓમાં બેહતરીન અને બરકતવંત

દુઆઓ કુર્આને કરીમે તથા હુઝૂર નબીએ કરીમ (સલ.)એ તલ્કીન ફરમાવેલી દુઆઓ છે. નજર સમક્ષની કિતાબમાં આ બેઉ પ્રકારની દુઆઓને એકત્રિત કરવામાં આવી છે. શરૂઆતનાં પેજોમાં કુર્આનમાંથી જે દુઆઓનો પ્રારંભ "રબ્બના" થી થાય છે એવી ચાલીસ અને અંતે કેટલીક અદ્‌ઈય્ય–એ–મા'ષૂરહ સંગ્રહિત કરવામાં આવી છે. જે–તે અરબી લખાણનો ગુજરાતી અનુવાદ પણ સામેના પેજમાં આપી દીધો છે. આશા છે મુસલમાનો આ કિંમતી અને ઉપયોગી સંગ્રહથી ખૂબ ખૂબ લાભ ઉઠાવશે, ઈન્શાઅલ્લાહ.

અલ્લાહ તઆલા આ કિતાબના ફાયદાને આમ અને તામ કરે, આમીન યા રબ્બલ આલમીન !

**(મવ.) ઇસ્માઈલ અહમદ મનુબરી (રહ.)**

Maktabe Ashraf

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ۔

# چہل رَبَّنَا

کلامِ پاک میں مختلف جگہ رَبَّنَا آیا ہے انسان اس کو اگر خشوع اور خضوع سے پڑھے تو دل کی ایک عجیب کیفیت محسوس کرے گا۔ اس کے پڑھنے کا سب سے اچھا وقت فجر سے پہلے یا فجر کے بعد ہے۔ وظیفہ پڑھنے سے پہلے یہ درود شریف پڑھا جائے۔

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ۔

Maktabe Ashraf

# ચાળીસ રબ્બના

## * તર્જુમો *

કુર્આને મજીદમાં વિવિધ ઠેકાણે 'રબ્બના' શબ્દ આવેલો છે. ઇન્સાન એને જો ખુશૂઅ–ખુઝૂઅ (કાકલૂદી અને આજિઝી)થી પઢે, તો દિલની એક અજબ કેફિયત અનુભવશે. એને પઢવાનો સૌથી મુનાસિબ અને સારો સમય ફજર પહેલાં યા ફજર પછીનો છે. વઝીફહ પઢતાં પહેલાં સામેના પેજ નં. ૧૦૪ પર આપેલું દુરૂદ શરીફ પઢી લેવામાં આવે.

Maktabe Ashraf

# چهل ربّنا

اَعُوْذُ بِاللّٰہِ مِنَ الشَّیْطٰنِ الرَّجِیْمِ ط

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ط

① رَبَّنَا تَقَبَّلْ مِنَّا ط اِنَّكَ اَنْتَ السَّمِیْعُ الْعَلِیْمُ ۔

② رَبَّنَا وَاجْعَلْنَا مُسْلِمَیْنِ لَكَ وَمِنْ ذُرِّیَّتِنَآ اُمَّةً مُّسْلِمَةً لَّكَ ص وَ اَرِنَا مَنَاسِكَنَا وَتُبْ عَلَیْنَا ج اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِیْمُ ﴿۱۲۸﴾

## * તર્જુમો *

હું શયતાન મરદૂદથી અલ્લાહ તઆલાની પનાહ ચાહું છું.

હું અલ્લાહ તઆલાના નામથી શરૂ કરું છું, જે મહા મહેરબાન (અને) રહમ કરનાર છે.

---

(૧) હે અમારા પરવરદિગાર ! તું અમારા આ'માલને કબૂલ કર. બેશક, તું સાંભળનાર (અને) જાણનાર છે.

(૨) હે અમારા પરવરદિગાર ! અમને તારા ફરમાંબરદાર બનાવ અને અમારી અવલાદમાંથી પણ એક તારી ફરમાંબરદાર (તાબેદાર) જમાઅત બનાવ અને અમને હજના અહકામ બતાવ અને અમને માફ કર. બેશક, તું જ તવબા કબૂલ કરનાર (અને) મહેરબાન છે.



Maktabe Ashraf

Maktabe Ashraf

③ رَبَّنَآ اٰتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّ فِي الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ ﴿٢٠١﴾

④ رَبَّنَآ اَفْرِغْ عَلَيْنَا صَبْرًا وَّثَبِّتْ اَقْدَامَنَا وَ انْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿٢٥٠﴾ؕ

⑤ رَبَّنَا لَاتُؤَاخِذْنَآ اِنْ نَّسِيْنَآ اَوْ اَخْطَاْنَا ۚ

⑥ رَبَّنَا وَلَاتَحْمِلْ عَلَيْنَآ اِصْرًا كَمَا حَمَلْتَهٗ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِنَا ۚ

(૩) હે અમારા પાલનહાર ! અમને દુનિયામાં ભલાઈ અને આખિરતમાં પણ ભલાઈ અતા કર અને અમને દોઝખના અઝાબથી બચાવ.

(૪) હે અમારા પરવરદિગાર ! અમારી ઉપર સબ્ર નાઝિલ ફરમાવ અને અમને સાબિત–કદમ રાખ અને કાફિરોની વિરુદ્ધ અમારી મદદ ફરમાવ.

(૫) હે અમારા પરવરદિગાર ! જો અમે ભૂલચૂક કરીએ તો અમારી પકડ ફરમાવીશ નહિ.

(૬) હે અમારા પરવરદિગાર ! અને અમારી ઉપર એવો સખત બોજ મૂકીશ નહિ, જેવો કે અમારાથી આગલા લોકો પર મૂકયો હતો.



Maktabe Ashraf

Maktabe Ashraf

⑦ رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا طَاقَةَ لَنَا بِهٖ ۚ وَاعْفُ عَنَّا ۥ وَاغْفِرْ لَنَا ۥ وَارْحَمْنَا ۥ اَنْتَ مَوْلٰىنَا فَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿٢٨٦﴾

⑧ رَبَّنَا لَا تُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً ۚ اِنَّكَ اَنْتَ الْوَهَّابُ ﴿٨﴾

⑨ رَبَّنَآ اِنَّكَ جَامِعُ النَّاسِ لِيَوْمٍ لَّا رَيْبَ فِيْهِ ۭ اِنَّ اللّٰهَ لَا يُخْلِفُ الْمِيْعَادَ ﴿٩﴾

(૭) હે અમારા પરવરદિગાર ! અમારી પાસે એવો બોજ ઊંચકાવીશ નહિ, જેની અમારામાં શક્તિ નથી અને અમને માફ કર અને અમને બખ્શી દે અને અમારા પર રહમ કર, તું જ અમારો બેલી છે. તો તું કાફિરોના મુકાબલામાં અમારી મદદ ફરમાવ.

(૮) હે અમારા પરવરદિગાર ! જ્યારે તેં અમને હિદાયત આપી તો પછી અમારાં દિલોને (અવળા માર્ગે) વાળીશ નહિ અને પોતાની પાસેથી અમને રહમત અર્પણ કર. બેશક, તું જ સઘળું આપનાર છે.

(૯) હે અમારા પરવરદિગાર ! (આ દુઆનું કારણ એ જ છે કે) તું આખી માનવજાતને એક (હશ્રના) દિવસે એકત્ર કરનાર છે, જે(ના આગમન)માં જરા પણ શંકા નથી. (કારણ કે) અલ્લાહ તઆલા પોતાના વાયદાનો કદી પણ ભંગ કરતો નથી.

Maktabe Ashraf

⑩ رَبَّنَآ اِنَّنَآ اٰمَنَّا فَاغْفِرْلَنَا ذُنُوْبَنَا وَقِنَا عَذَابَ النَّارِ ﴿١٦﴾

⑪ رَبَّنَآ اٰمَنَّا بِمَآ اَنْزَلْتَ وَ اتَّبَعْنَا الرَّسُوْلَ فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ﴿٥٣﴾

⑫ رَبَّنَا اغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَاِسْرَافَنَا فِيْٓ اَمْرِنَا وَثَبِّتْ اَقْدَامَنَا وَ انْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿١٤٧﴾

⑬ رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا ۚ سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ﴿١٩١﴾

(૧૦) હે અમારા પરવરદિગાર ! અમે તારા ઉપર ઈમાન લાવ્યા છીએ, તું અમારા ગુનાહોને માફ કર અને અમને દોઝખના અઝાબથી બચાવ.

(૧૧) હે અમારા પરવરદિગાર ! તેં જે વસ્તુ ઉતારી એને અમે માની લીધી અને તારા રસૂલની પેરવી કરી, તો તું અમને માનવાવાળાઓની જમાઅતમાં લખી દે.

(૧૨) હે અમારા પરવરદિગાર ! અમારા ગુનાહોને માફ કરી દે અને જો અમારા કામમાં અમે હદ ઓળંગી ગયા હોય તો એને પણ માફ કરી દે અને અમને સાબિત–કદમ રાખ અને કાફિરોના મુકાબલામાં અમારી મદદ કર.

(૧૩) હે અમારા પરવરદિગાર ! તેં આ (કાયનાત)ને વ્યર્થ બનાવી નથી. તારી ઝાત બધી ખામીઓથી પાક છે, તો તું અમને દોઝખના અઝાબથી બચાવ.

Maktabe Ashraf

⑭ رَبَّنَآ اِنَّكَ مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ اَخْزَيْتَهٗ ؕ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ ﴿۱۹۲﴾

⑮ رَبَّنَآ اِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِيْ لِلْاِيْمَانِ اَنْ اٰمِنُوْا بِرَبِّكُمْ فَاٰمَنَّا ۖ

⑯ رَبَّنَا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَكَفِّرْ عَنَّا سَيِّاٰتِنَا وَتَوَفَّنَا مَعَ الْاَبْرَارِ ﴿۱۹۳﴾ۚ

⑰ رَبَّنَا وَاٰتِنَا مَا وَعَدْتَّنَا عَلٰى رُسُلِكَ وَلَا تُخْزِنَا يَوْمَ الْقِيٰمَةِ ؕ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ﴿۱۹۴﴾

⑱ رَبَّنَآ اٰمَنَّا فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ﴿۸۳﴾

(૧૪) હે અમારા પરવરદિગાર ! જેમને તેં દોઝખમાં નાખ્યા તેમને તેં અપમાનિત કર્યા અને ત્યાં ગુનેહગારોનો કોઇ મદદગાર નથી.

(૧૫) હે અમારા પરવરદિગાર ! બેશક, અમે એક પુકારનારને સાંભળ્યો કે જે ઈમાનની દા'વત આપે છે કે, હે (લોકો !) પોતાના રબ પર ઈમાન લઇ આવો, જેથી અમે તારા ઉપર ઈમાન લઈ આવ્યા.

(૧૬) હે અમારા પરવરદિગાર ! હવે તું અમારા ગુનાહોને માફ કરી દે અને અમારી બુરાઈઓને અમારાથી દૂર કર અને નેક લોકો સાથે શામેલ કરીને અમને દુનિયાથી ઉઠાવજે.

(૧૭) હે અમારા પરવરદિગાર ! તેં તારા રસૂલો મારફત જે વચનો અમને આપ્યાં છે તે અતા કર અને કિયામતના દિવસે અમને અપમાનિત કરીશ નહિ. બેશક, તું વચનભંગ કરતો નથી.

(૧૮) હે અમારા પરવરદિગાર ! અમે ઈમાન લઇ આવ્યા, જેથી તું અમને સાચા લોકો સાથે લખી આપ.

Maktabe Ashraf

⑲ رَبَّنَآ اَنۡزِلۡ عَلَيۡنَا مَآىِٕدَةً مِّنَ السَّمَآءِ تَكُوۡنُ لَنَا عِيۡدًا لِّاَوَّلِنَا وَاٰخِرِنَا وَاٰيَةً مِّنۡكَ ۚ وَارۡزُقۡنَا وَاَنۡتَ خَيۡرُ الرّٰزِقِيۡنَ ﴿۱۱۴﴾

⑳ رَبَّنَا ظَلَمۡنَآ اَنۡفُسَنَا ۫ وَاِنۡ لَّمۡ تَغۡفِرۡ لَنَا وَتَرۡحَمۡنَا لَنَكُوۡنَنَّ مِنَ الۡخٰسِرِيۡنَ ﴿۲۳﴾

㉑ رَبَّنَا لَا تَجۡعَلۡنَا مَعَ الۡقَوۡمِ الظّٰلِمِيۡنَ ﴿۴۷﴾

㉒ رَبَّنَا افۡتَحۡ بَيۡنَنَا وَبَيۡنَ قَوۡمِنَا بِالۡحَقِّ وَاَنۡتَ خَيۡرُ الۡفٰتِحِيۡنَ ﴿۸۹﴾

(૧૯) હે અમારા પરવરદિગાર ! અમારા ઉપર આકાશેથી એક દસ્તરખ્વાન ઉતાર કે જે અમારા આગલા અને પાછલા લોકો માટે ઈદ (ખુશી) બની જાય અને તારા તરફથી કોઈ નિશાની બની જાય અને અમને રોઝી અર્પણ કર અને તું જ સર્વશ્રેષ્ઠ રોઝી આપનાર છે.

(૨૦) હે અમારા પરવરદિગાર ! અમે સ્વજાત પર ઝુલ્મ કર્યો છે અને જો તું અમારી મગફિરત નહિ કરે અને અમારા ઉપર રહમ નહિ કરે, તો અમે જરૂર નુકસાન ઉઠાવનારાઓમાંથી થઈ જઈશું.

(૨૧) હે અમારા પરવરદિગાર ! અમને ગુનેહગાર લોકોમાં શામેલ કરીશ નહિ.

(૨૨) હે અમારા પરવરદિગાર ! તું અમારી અને અમારી કૌમ વચ્ચે હકનો ફૈસલો કર અને તું સૌથી સારો ફૈસલો કરનાર છે.

Maktabe Ashraf

﴿٢٣﴾ رَبَّنَآ اَفۡرِغۡ عَلَيۡنَا صَبۡرًا وَّتَوَفَّنَا مُسۡلِمِيۡنَ ﴿١٢٦﴾

﴿٢٤﴾ رَبَّنَا لَا تَجۡعَلۡنَا فِتۡنَةً لِّلۡقَوۡمِ الظّٰلِمِيۡنَ ﴿٨٥﴾ وَ نَجِّنَا بِرَحۡمَتِكَ مِنَ الۡقَوۡمِ الۡكٰفِرِيۡنَ ﴿٨٦﴾

﴿٢٥﴾ رَبَّنَآ اِنَّكَ تَعۡلَمُ مَا نُخۡفِيۡ وَ مَا نُعۡلِنُ ؕ وَ مَا يَخۡفٰى عَلَى اللّٰهِ مِنۡ شَيۡءٍ فِي الۡاَرۡضِ وَلَا فِي السَّمَآءِ ﴿٣٨﴾

﴿٢٦﴾ رَبَّنَا وَتَقَبَّلۡ دُعَآءِ ﴿٤٠﴾

﴿٢٧﴾ رَبَّنَا اغۡفِرۡلِيۡ وَلِوَالِدَيَّ وَلِلۡمُؤۡمِنِيۡنَ يَوۡمَ يَقُوۡمُ الۡحِسَابُ ﴿٤١﴾

(૨૩) હે અમારા પરવરદિગાર ! અમારા ઉપર સબ્રનો દ્વાર ખોલી દે અને અમને મુસલમાન હોવાની હાલત પર મૌત આપ.

(૨૪) હે અમારા પરવરદિગાર ! અમને ઝાલિમ કૌમ માટે આજમાઈશ ન બનાવ અને પોતાની રહમતથી અમને કાફિર લોકોથી છુટકારો આપ.

(૨૫) હે અમારા પરવરદિગાર ! બેશક, તું તે સર્વ કાંઇ જાણે છે, જેને અમે છુપાવીએ છીએ અને જેને અમે જાહેર કરીએ છીએ અને અલ્લાહ તઆલાથી જમીન કે આસમાનમાંની કોઇ વસ્તુ છૂપી નથી.

(૨૬) હે અમારા પરવરદિગાર ! અમારી આ દુઆને કબૂલ ફરમાવ.

(૨૭) હે અમારા પરવરદિગાર ! તે દિવસે કે જ્યારે હિસાબ થશે ત્યારે તું મારી, મારાં મા–બાપની અને સઘળાં મુઅમિનોની મગફિરત કરી આપજે.

Maktabe Ashraf

(۲۸) رَبَّنَآ اٰتِنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً وَّهَيِّئْ لَنَا مِنْ اَمْرِنَا رَشَدًا ﴿۱۰﴾

(۲۹) رَبَّنَآ اِنَّنَا نَخَافُ اَنْ يَّفْرُطَ عَلَيْنَآ اَوْ اَنْ يَّطْغٰى ﴿۴۵﴾

(۳۰) رَبُّنَا الَّذِيْٓ اَعْطٰى كُلَّ شَيْءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰى ﴿۵۰﴾

(۳۱) رَبَّنَآ اٰمَنَّا فَاغْفِرْ لَنَا وَ ارْحَمْنَا وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ﴿۱۰۹﴾

(۳۲) رَبَّنَا اصْرِفْ عَنَّا عَذَابَ جَهَنَّمَ اِنَّ عَذَابَهَا كَانَ غَرَامًا ﴿۶۵﴾ اِنَّهَا سَآءَتْ مُسْتَقَرًّا وَّمُقَامًا ﴿۶۶﴾

(૨૮) હે અમારા પરવરદિગાર ! અમને તારી પાસેથી રહમત અતા કર અને અમારાં કામોની સુધારણા સંપૂર્ણ કરી આપ.

(૨૯) હે અમારા પરવરદિગાર ! અમને બીક છે કે તે (ફિરઔન) અમારી ઉપર અતિરેક (ઝિયાદતી) અથવા શરારત ન કરવા લાગે.

(૩૦) અમારો પરવરદિગાર તે છે, જેણે દરેક વસ્તુને તેનું સંપૂર્ણ સ્વરૂપ આપ્યું, પછી તેને સૂઝ આપી.

(૩૧) હે અમારા પરવરદિગાર ! અમે ઈમાન લઈ આવ્યા, જેથી તું અમને માફ કરી દે અને અમારા પર રહમ ફરમાવ અને તું તો બધા રહમ કરનારાઓમાં (સૌથી) વધુ રહમ કરનાર છે.

(૩૨) હે અમારા પરવરદિગાર ! અમારાથી દોઝખના અઝાબને હટાવી આપજે. બેશક, એનો અઝાબ તો પૂરેપૂરો લાગવાવાળો છે. બેશક, તે (દોઝખ) તો ઘણું ખરાબ ઠેકાણું અને રહેઠાણ છે.

Maktabe Ashraf

(٣٣) رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّ اجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا (٧٤)

(٣٤) رَبَّنَا لَغَفُوْرٌ شَكُوْرٌ (٣٤)

(٣٥) رَبَّنَا وَسِعْتَ كُلَّ شَيْءٍ رَّحْمَةً وَّ عِلْمًا فَاغْفِرْ لِلَّذِيْنَ تَابُوْا وَاتَّبَعُوْا سَبِيْلَكَ وَقِهِمْ عَذَابَ الْجَحِيْمِ (٧)

(٣٦) رَبَّنَا وَ اَدْخِلْهُمْ جَنّٰتِ عَدْنِ ِۨالَّتِيْ وَعَدْتَّهُمْ وَمَنْ صَلَحَ مِنْ اٰبَآئِهِمْ وَ اَزْوَاجِهِمْ وَ ذُرِّيّٰتِهِمْ ؕ اِنَّكَ اَنْتَ

(૩૩) હે અમારા પરવરદિગાર ! અમને અમારી અવરતો અને અવલાદ તરફથી આંખોની ઠંડક અર્પણ કર અને અમને પરહેઝગારોના ઈમામ બનાવી દે.

(૩૪) બેશક, અમારો પરવરદિગાર અત્યંત માફ કરનાર (અને) કદર કરનાર છે.

(૩૫) હે અમારા પરવરદિગાર ! દરેક ચીજ પર તારી રહમત અને ઈલ્મ છવાયેલ છે, તો તું તેવા લોકોને બખ્શી દે, જે તવબા કરે છે અને તારા માર્ગે ચાલે છે અને તેમને તું દોઝખના અઝાબથી બચાવ.

(૩૬) હે અમારા પરવરદિગાર ! તું તેમને સદા રહેવાની જન્નતમાં દાખલ કર, જેનો તેં એમને વાયદો કર્યો છે અને તેમનાં મા–બાપ, તેમની અવરતો અને તેમની અવલાદમાંથી જે નેક હોય તેમને પણ (જન્નતમાં દાખલ કર.) બેશક, તું જ.....

Maktabe Ashraf

Maktabe Ashraf

الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٨﴾ وَقِهِمُ السَّيِّاٰتِ ؕ وَ مَنْ تَقِ السَّيِّاٰتِ يَوْمَئِذٍ فَقَدْ رَحِمْتَهٗ ؕ وَذٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿٩﴾

﴿٣٧﴾ رَبَّنَا اغْفِرْ لَنَا وَ لِإِخْوَانِنَا الَّذِيْنَ سَبَقُوْنَا بِالْإِيْمَانِ وَلَا تَجْعَلْ فِيْ قُلُوْبِنَا غِلًّا لِّلَّذِيْنَ اٰمَنُوْا رَبَّنَآ اِنَّكَ رَءُوْفٌ رَّحِيْمٌ ﴿١٠﴾

﴿٣٨﴾ رَبَّنَا عَلَيْكَ تَوَكَّلْنَا وَإِلَيْكَ اَنَبْنَا وَإِلَيْكَ الْمَصِيْرُ ﴿٤﴾

Maktaba-e-Ashraf

.....ઝબરદસ્ત હિકમતવાળો છે અને (કિયામતના દિવસે) તેમને બુરાઈઓથી સુરક્ષિત રાખ અને તે દિવસે જેને તેં બુરાઈઓથી બચાવી લીધો તો બેશક, તેં તેના પર રહમ ફરમાવી અને એ જ મોટી સફળતા છે.

(૩૭) હે અમારા પરવરદિગાર ! અમને અને અમારા તે ભાઈઓને જેઓ અમારાથી પહેલાં ઈમાન લાવ્યા છે તેમને માફ કરી દે અને ઈમાનવાળાઓ પ્રત્યે અમારાં દિલોમાં વેર–કપટ ન નાખ. હે અમારા પરવરદિગાર! તું જ મહાન માયાળુ અને દયાળુ છે.

(૩૮) હે અમારા રબ ! તારા ઉપર અમે ભરોસો કર્યો અને તારા તરફ જ રજૂ થયા અને તારા જ તરફ બધાએ પાછા ફરવાનું છે.

Maktabe Ashraf

۞ رَبَّنَا لَا تَجْعَلْنَا فِتْنَةً لِّلَّذِيْنَ كَفَرُوْا وَاغْفِرْ لَنَا رَبَّنَا ۚ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۞

۞ رَبَّنَآ اَتْمِمْ لَنَا نُوْرَنَا وَاغْفِرْ لَنَا ۚ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۞

---

(૩૯) હે અમારા પરવરદિગાર ! અમને કાફિરો માટે આઝમાઈશ બનાવીશ નહિ અને હે અમારા પરવરદિગાર ! અમને માફ કર. બેશક, તું જ બળવાન (અને) હિકમતવાન છે.

(૪૦) હે અમારા પરવરદિગાર ! અમારા માટે અમારા નૂરને સંપૂર્ણ કરી દે અને અમારી મગફિરત કર. બેશક, તું સર્વ ચીજ કરવા શક્તિમાન છે.

Maktabe Ashraf

## ❖ મા'ષૂરહ દુઆઓ ❖

**(૧) સખત પરેશાની વખતે પઢવાની દુઆ :**

① سخت پریشانی کے وقت پڑھنے کی دُعا :

اَللّٰھُمَّ اسْتُرْ عَوْرَاتِنَا وَاٰمِنْ رَّوْعَاتِنَا۔

**અર્થ** : હે અલ્લાહ ! અમારી એબોને છૂપી રાખ અને અમારી ગભરામણને સંતોષ અને શાંતિથી બદલી આપ.

**ફઝીલત** :

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે અમે ગઝ્વ–એ–ખન્દકના દિવસે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં અરજ ગુઝારી કે, યા રસૂલલ્લાહ (સલ.) ! શું આવા નાજુક અને

કપરા સમયે પઢવાની એવી કોઇ દુઆ છે, જેની મદદથી અમે બારગાહે ઇલાહીમાં અરજ ગુઝારી શકીએ ? કારણ કે, અમારાં દિલ ગભરામણથી ઊછળી ઊછળીને ગળે આવી રહયાં છે. જવાબમાં આપ (સલ.)એ મજકૂર દુઆ પઢવાની તલ્કીન ફરમાવી.

*(મુસ્નદે અહમદ)*

**(૨) રંજગમને દૂર કરવા અને કર્ઝની અદાયગી માટે પઢવાની દુઆ :**

۲ رنج وغم وادائے قرض کے لئے :

اَللّٰھُمَّ اِنِّیۡۤ اَعُوۡذُ بِكَ مِنَ الۡھَمِّ وَالۡحُزۡنِ وَ اَعُوۡذُ بِكَ مِنَ الۡعَجۡزِ وَ الۡكَسۡلِ وَاَعُوۡذُ بِكَ مِنَ الۡجُبۡنِ وَالۡبُخۡلِ وَ اَعُوۡذُ بِكَ مِنۡ غَلَبَةِ الدَّیۡنِ وَقَھۡرِ الرِّجَالِ۔

**અર્થ** : હે અલ્લાહ તઆલા ! ગમ અને ચિંતાથી હું તારી પનાહ ચાહું છું અને અશક્તિ તથા સુસ્તીથી હું તારી પનાહ ચાહું છું અને બુઝદિલીથી તથા બખીલાઈથી તારી પનાહ ચાહું છું અને કર્ઝના ગલ્બા (વર્ચસ્વ) તથા પુરુષોના દમન અને ક્રોધથી તારી પનાહ ચાહું છું.

**ફઝીલત** :

હુઝૂર રસૂલે અકરમ (સલ.) એક દિવસે મસ્જિદમાં તશરીફ લાવ્યા. એક અન્સારી સહાબી હઝરત અબૂ ઉમામહ (રદિ.) ત્યાં બેઠેલા હતા. આપ (સલ.)એ પૂછયું કે, તમે કવખત મસ્જિદમાં શા માટે બેઠેલા છો ? અબૂ ઉમામહ (રદિ.)એ કહયું કે, હે અલ્લાહના રસૂલ (સલ.) ! અનેક જાતની ચિંતાઓના કારણે પરેશાન છું અને મારા શિરે લોકોનું કર્ઝ પણ છે. આપ (સલ.)એ ફરમાવ્યું કે, હું તમને એવી



Maktabe Ashraf

દુઆ બતાવું છું કે, જેને સવાર–સાંજ પઢવાથી અલ્લાહ તઆલા તમને ગમથી છુટકારો આપશે અને તમારું કર્ઝ અદા થઈ જશે. પછી આપ (સલ.)એ ઉપરોક્ત દુઆ બતાવી.

**(૩) કોઇને મુસીબતમાં જુએ તો પઢે :**

③ کسی کو مصیبت میں دیکھ کر پڑھنے کی دُعا:

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ عَافَانِیْ مِمَّا ابْتَلَاكَ بِهٖ وَفَضَّلَنِیْ عَلٰی كَثِیْرٍ مِّمَّنْ خَلَقَ تَفْضِیْلًا۔

**અર્થ** : સઘળા વખાણો તે અલ્લાહ તઆલા માટે છે, જેણે મને આફિયત બખ્શી અને સુરક્ષિત રાખ્યો, તે મુસીબત અને આફતથી જેમાં તું સંડોવાયેલો છે તથા પોતાની ઘણી મખ્લૂકના ઉપર મને ફઝીલત આપી.

**ફઝીલત :**

હુઝૂર રસૂલે ખુદા (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ કોઇ દુ:ખી અને મુસીબતમાં આવી પડેલા આદમીને જોઇને મજકૂર દુઆ પઢશે તો એને પઢવાવાળો ગમે તેવી મુસીબતથી મહફૂઝ રહેશે.

*(તિરમિઝી)*

**નોટ :** જો સામેવાળો માણસ મુસીબતમાં સપડાયેલો હોય તો આ દુઆને ધીમેથી પઢે, જેથી એને રંજગમ ન થાય અને જો તે ગુનાહમાં સપડાયેલો હોય તો બુલંદ અવાજે પઢે, જેથી તે ઈબ્રત ગ્રહણ કરે.

**(૪) ચિંતા અને પરેશાની વખતે પઢવાની દુઆ :**

④ فکر اور پریشانی کے وقت پڑھنے کی دُعا :

يَا حَيُّ يَا قَيُّوْمُ بِرَحْمَتِكَ اَسْتَغِيْثُ يَا ذَا الْجَلَالِ وَالْاِكْرَامِ۔

Maktabe Ashraf

**અર્થ :** હે તે ઝાત જે હંમેશા જીવંત અને કાયમ રહેનાર છે ! હે જલાલ અને ઇઝઝતવાળી ઝાત ! તારી રહમત વડે હું મદદ ચાહું છું.

**ફઝીલત :**

હઝરત અનસ (રદિ.)નું બયાન છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જ્યારે કોઇ મુસીબત અને પરેશાની લાગુ પડતી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મજકૂર દુઆ પઢતા હતા.

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે, જંગે બદ્રમાં મેં રસૂલુલ્લાહુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સિજદહની હાલતમાં વખતો–વખત મજકૂર દુઆ પઢતાં જોયા હતા, એટલે સુધી કે અલ્લાહ તઆલાએ ફતેહ અતા ફરમાવી.

*(નસાઈ શરીફ)*



Maktabe Ashraf

## (૫) જામેઅ (સર્વગાહી) દુઆ :

⑤ جامع دُعــا :

اَللّٰهُمَّ اِنَّا نَسْئَلُكَ مِنْ خَيْرِ مَا
سَئَلَكَ مِنْهُ نَبِيُّكَ مُحَمَّدٌ صَلَّى اللّٰهُ
عَلَيْهِ وَسَلَّمَ وَ نَعُوْذُ بِكَ مِنْ شَرِّ مَا
اسْتَعَاذَ مِنْهُ نَبِيُّكَ مُحَمَّدٌ صَلَّى اللّٰهُ
عَلَيْهِ وَسَلَّمَ ؕ اَنْتَ الْمُسْتَعَانُ وَ
عَلَيْكَ الْبَلَاغُ وَ لَاحَوْلَ وَلَاقُوَّةَ
اِلَّا بِاللّٰهِ ۔

**અર્થ** : હે અલ્લાહ ! અમે તારાથી તે સર્વ કાંઇ માંગીએ છીએ, જે તારાથી તારા નબી હઝરત મુહમ્મદ (સલ.)એ માગ્યું હતું અને તે બધી જ



Maktabe Ashraf

વસ્તુઓથી પનાહ માંગીએ છીએ, જેનાથી તારા નબી હઝરત મુહમ્મદ (સલ.)એ તારી પનાહ માંગી હતી. તારાથી જ માંગવામાં આવે છે અને તારી ઉપર જ કિફાયત છે, એટલે કે તું જ કાફી છે અને (ગુનાહથી બચવાની) કોઈ શક્તિ નથી અને (નેકી કરવાની) કોઈ કુદરત નથી; પરંતુ અલ્લાહ(ની મદદ અને તવફીક)થી જ.

**ફઝીલત :**

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.)એ અમને ઘણી દુઆઓ શીખવી, જે અમને યાદ ન રહી. અમે આપની ખિદમતમાં અરજ કરી કે, યા રસૂલલ્લાહ (સલ.) ! આપે શીખવેલી ઘણી દુઆઓને અમે ભૂલી ગયા. તે બધી જ દુઆઓ અમે અલ્લાહ તઆલાથી માંગવા ચાહીએ છીએ. આપ (સલ.)એ ફરમાવ્યું કે, હું તમને એવી દુઆ



Maktabe Ashraf

Maktabe Ashraf

બતાવું કે જેમાં બધી જ દુઆઓ આવી જાય ? પછી આપ (સલ.)એ ઉપરોક્ત દુઆ બતાવી.

*(તિરમિઝી શરીફ : ૨/૧૯૨)*

**(૬) સય્યિદુલ ઇસ્તિગફાર :**

٦ سَیِّدُ الاستغفار :

اَللّٰهُمَّ اَنْتَ رَبِّیْ لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ خَلَقْتَنِیْ وَ اَنَا عَبْدُكَ وَ اَنَا عَلٰی عَهْدِكَ وَ وَعْدِكَ مَااسْتَطَعْتُ اَعُوْذُبِكَ مِنْ شَرِّ مَا صَنَعْتُ اَبُوْءُ لَكَ بِنِعْمَتِكَ عَلَیَّ وَ اَبُوْءُ بِذَنْبِیْ فَاغْفِرْلِیْ فَاِنَّهٗ لَا یَغْفِرُ الذُّنُوْبَ اِلَّآ اَنْتَ ۔

**અર્થ** : હે અલ્લાહ ! તું મારો પરવરદિગાર છે. તારા સિવાય કોઇ મા'બૂદ નથી. તેં જ મને

પેદા કર્યો છે અને હું તારો બંદો છું અને હું તારા વચન અને વાયદા પર યથાશક્તિ કાયમ છું. મારાં કામોની બુરાઈથી તારી પનાહ ચાહું છું. મારા ઉપર તારી નેઅમતોનો સ્વીકાર કરું છું અને મારા ગુનાહોનો પણ મને ઈકરાર છે. તો તું મને માફ કર. બેશક, ગુનાહોને માફ કરનાર તારા સિવાય અન્ય કોઈ જ નથી.

**ફઝીલત :**

હુઝૂર રસૂલે કરીમ (સલ.)થી રિવાયત છે કે, જે માણસ મજકૂર ઈસ્તિગફારને સવાબનું યકીન રાખીને દિવસે પઢશે અને તે જ દિવસે તેનો ઈન્તિકાલ થઈ જશે તો તે જન્નતી છે અને જે માણસ ઉપરોક્ત ઈસ્તિગફારને સવાબનું યકીન રાખીને રાતે પઢશે અને સવાર થતાં પહેલાં એની વફાત

Maktabe Ashraf

થઇ જશે તો તે જન્નતી છે. *(બુખારી શરીફ)*

**(૭) દિવસ દરમિયાન દરેક બુરાઇથી મહફૂઝ રહેવાની દુઆ :**

⑦ دِن میں ہر برائی سے محفوظ رہنے کی دُعا:

حٰمٓ ۝١ تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْعَلِيْمِ ۝٢ غَافِرِ الذَّنْۢبِ وَ قَابِلِ التَّوْبِ شَدِيْدِ الْعِقَابِ ۙ ذِي الطَّوْلِ ؕ لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ اِلَيْهِ الْمَصِيْرُ ۝٣

**અર્થ** : હા—મીમ, આ કિતાબ—કુર્આન અલ્લાહ તઆલા તરફથી ઉતારવામાં આવી છે, જે ઝબરદસ્ત (અને) દરેક વસ્તુને જાણનાર છે. જે ગુનાહોને માફ કરનાર અને તવ્બા કબૂલ કરનાર છે, કુદરતવાળો છે.



MaktabeAshraf

તેના સિવાય કોઇ મા'બૂદ નથી અને સૌએ તેના જ તરફ પાછા ફરવાનું છે.

**ફઝીલત :**

હુઝૂર નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, શરૂ દિવસમાં જે કોઇ માણસ આયતુલ કુર્સી અને સૂરએ મુઅમિનની (મજકૂર) પહેલી ત્રણ આયતો પઢશે, તો તે માણસ તે દિવસે દરેક પ્રકારની બુરાઇ અને મુસીબતથી સુરક્ષિત રહેશે. *(મુસ્નદે બઝ્ઝાર)*

**(૮) મુશ્કેલ કામની આસાની માટે પઢવાની દુઆ :**

۸ مشکل کام کی آسانی کے لئے دُعا :

اَللّٰھُمَّ لَاسَھْلَ اِلَّا مَا جَعَلْتَهٗ سَھْلًا وَّاَنْتَ تَجْعَلُ الْحَزْنَ سَھْلًا اِذَا شِئْتَ۔

Maktabe Ashraf

**અર્થ** : હે અલ્લાહ ! કોઇ પણ કામ આસાન નથી, પરંતુ જેને તું આસાન બનાવે અને મુશ્કેલ કામોને તું ચાહે ત્યારે આસાન કરી આપે છે.

*(હિસ્ને હસીન)*

**(૯) આયાતે શિફા :**

⑨ آیاتِ شفا :

وَ يَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ ﴿١٤﴾

وَشِفَآءٌ لِّمَا فِي الصُّدُوْرِ ۙ يَخْرُجُ مِنْۢ

بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ اَلْوَانُهٗ فِيْهِ

شِفَآءٌ لِّلنَّاسِ ؕ وَ نُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ

مَا هُوَ شِفَآءٌ وَّ رَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ۙ

وَاِذَا مَرِضْتُ فَهُوَ يَشْفِيْنِ ﴿٨٠﴾ قُلْ هُوَ

لِلَّذِيْنَ اٰمَنُوْا هُدًى وَّشِفَآءٌ ؕ

**અર્થ :** અને તે અલ્લાહ મુઅમિન લોકોનાં દિલોને શિફા આપશે *(સૂ. તવબા : ૧૪)*. અને દિલોના રોગ માટે શિફા છે *(સૂ. યૂનુસ–૫૭)*. તે મધમાખીના પેટમાંથી પીવાની વસ્તુ (મધ) નીકળે છે, જેના રંગ જુદા જુદા હોય છે, જેમાં લોકો માટે શિફા છે *(સૂ. નહલ, ૬૯)*. અને અમે કુર્આનમાં એવી વાતો ઉતારીએ છીએ, જે શિફા અને રહમત છે મુઅમિનો માટે *(સૂ. બની ઈસ્રાઈલ–૮૨)*. અને જ્યારે હું બીમાર થાઉં છું, તો તે અલ્લાહ મને શિફા આપે છે *(સૂ. શોઅરા–૮૦)*, આપ (સલ.) ફરમાવી દો કે, તે (કુર્આન) મુઅમિનો માટે હિદાયત અને શિફા છે. *(સૂ. હા–મીમ : ૪૪)*

**ફઝીલત :**

ઈમામે તરીકત અબુલ કાસિમ કુરૈશી

(રહ.) ફરમાવે છે કે, મારો એક છોકરો એટલો બીમાર થયો કે મૌતની નજીક પહોંચી ગયો. મેં હુઝૂર (સલ.)ને ખ્વાબમાં જોયા. આપની ખિદમતે અકદસમાં છોકરાની હાલત બયાન કરી. આપ (સલ.)એ ફરમાવ્યું કે, તમે આયાતે શિફાથી મદદ કેમ લેતા નથી ? હું જાગૃત થયો અને વિચાર કર્યો તો આયાતે શિફા ૬ (છ) ઠેકાણે મળી, જેનું વર્ણન ઉપર થઇ ગયું છે. *(મદારિજુન્નુબુવ્વહ)*

**(૧૦) ખુશીના વખતે પઢવાની દુઆ :**

(۱۰) خوشی کے وقت پڑھنے کی دُعا :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ بِنِعْمَتِهٖ تَتِمُّ الصَّالِحَاتُ۔

**અર્થ** : દરેક પ્રકારની તારીફ તે અલ્લાહ



Marfate Ashraf

તઆલા માટે જ છે, જેની નેઅમત (તવફીક)ના પરિણામે નેક કામો પાર પડે છે અને સારી વસ્તુઓ પરિપૂર્ણ થાય છે.

*(ઈબ્ને માજહ)*

**(૧૧) ગમીના વખતે પઢવાની દુઆ :**

⑪ غمی کے وقت پڑھنے کی دُعا :

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰی كُلِّ حَالٍ۔

**અર્થ** : દરેક હાલમાં અલ્લાહ તઆલાની જ તારીફ છે. *(ઈબ્ને માજહ : ૨૭૦)*

**દુરૂદે ઇબ્રાહીમ :**

اَللّٰهُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّ عَلٰٓی اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓی اِبْرَاهِيْمَ وَ عَلٰٓی اٰلِ اِبْرَاهِيْمَ ۔اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ۔



Maktabe Ashraf

اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّ عَلٰى اٰلِ
مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَ
عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ۔

**અર્થ :** હે અલ્લાહ ! તું હઝરત મુહમ્મદ (સલ.) પર અને આપની અવલાદ પર રહમત નાઝિલ ફરમાવ, જેવી રીતે કે તેં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને એમની અવલાદ પર રહમત નાઝિલ ફરમાવી હતી. બેશક, તું તારીફને લાયક અને બુઝુર્ગીવાળો છે. હે અલ્લાહ ! તું હઝરત મુહમ્મદ (સલ.) અને આપની અવલાદ પર બરકત નાઝિલ ફરમાવ, જેવી રીતે કે તેં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને એમની અવલાદ પર બરકત નાઝિલ ફરમાવી હતી. બેશક, તું તારીફને લાયક અને બુઝુર્ગીવાળો છે.

Maktabe Ashraf

سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ وَ سَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ وَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ۔

**અર્થ :** આપનો પરવરદિગાર જે મહાન ઈઝઝતવાળો છે, તે એવી વાતોથી પવિત્ર છે. જેને તેઓ (કાફિરો) બયાન કરે છે અને સર્વે રસૂલો પર સલામ છે અને સઘળાં વખાણ અલ્લાહ તઆલાને જ માટે છે, જે તમામ જગતોનો પાલનહાર છે.

*(સૂ.સાફફાત, ૧૭૦ થી ૧૮૨)*



✧ બિસ્મિહી તઆલા ✧

# દુરૂદ અને દુઆઓ



**પ્રકાશન વિભાગ**
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. **કંથારીઆ**–૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

Maktabe Ashraf

Maktabe Ashraf

# દુઆએ હાજાત

(૧) જે વ્યકિત દરેક નમાઝ પછી આ દુઆ પઢશે, ખાસ કરીને જુમ્અહની નમાઝ પછી તો અલ્લાહ તઆલા દરેક ડરની વસ્તુથી તેની હિફાઝત કરશે, તેના દુશ્મનો ઉપર તેની મદદ કરશે અને તેને ગની કરી દેશે અને તેને એવી જગ્યાએથી રોઝી પહોંચાડશે, જ્યાંનો તેણે વિચાર પણ નહિ કર્યો હોય અને તેનું જીવન તેના ઉપર સરળ કરી દેશે અને તેનું કર્ઝ અદા કરાવી દેશે, ચાહે તે પહાડ જેટલું પણ હોય !

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ـ

يَآ اَللّٰهُ يَآ اَحَدُ يَاوَاحِدُ يَامَوْجُوْدُ يَاجَوَّادُ

يَابَاسِطُ يَاكَرِيْمُ يَاوَهَّابُ يَاذَاالطَّوْلِ ط

يَاغَنِيُّ يَامُغْنِيْ يَافَتَّاحُ يَارَزَّاقُ يَاعَلِيْمُ

Maktabe Ashraf

يَا حَكِيْمُ يَاحَيُّ يَا قَيُّوْمُ يَا رَحْمٰنُ يَا
رَحِيْمُ يَابَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ ط يَاذَا
الْجَلَالِ وَالْاِكْرَامِ ط يَاحَنَّانُ يَا مَنَّانُ
نَفِّحْنِيْ مِنْكَ بِنَفْحَةِ خَيْرٍ تُغْنِيْنِيْ بِهَا عَمَّنْ
سِوَاكَ ، اِنْ تَسْتَفْتِحُوْا فَقَدْ جَآءَكُمُ
الْفَتْحُ ط اِنَّا فَتَحْنَا لَكَ فَتْحًا مُّبِيْنًا ط نَصْرٌ
مِّنَ اللّٰهِ وَ فَتْحٌ قَرِيْبٌ ط اَللّٰهُمَّ يَاغَنِيُّ يَا
حَمِيْدُ يَا مُبْدِئُ يَا مُعِيْدُ يَا وَدُوْدُ يَا ذَا
الْعَرْشِ الْمَجِيْدُ ، يَا فَعَّالًا لِّمَا يُرِيْدُ ط
اِكْفِنِيْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ وَاَغْنِنِيْ
بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ ط وَاحْفَظْنِيْ بِمَا

حَفِظْتَ بِهِ الذِّكْرَ وَانْصُرْنِي بِمَا نَصَرْتَ بِهِ الرُّسُلَ ط اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

Maktabe Asraf

**અલ્લાહના નામથી શરૂ કરું છું, જે મોટો મહેરબાન અને અતિ કૃપાળુ છે.**

**અર્થ** : હે અલ્લાહ ! હે એકલે એકલી ઝાત ! હે એકાકી ઝાત ! હે મવજૂદ ! હે બહુ સખી ! હે ફેલાવનાર ઝાત ! હે કરમ કરનાર ! હે બહુ અર્પણ કરનાર ! હે બખશિશ કરનાર ! હે બેનિયાઝ ! હે બેનિયાઝ કરનાર ! હે પુષ્કળ રોઝી અર્પણ કરનાર ! હે બહુ જાણનાર ! હે હિકમતવાન ! હે હંમેશા રહેનાર ઝાત ! હે નિગેહબાન ! હે બહુ દયાળુ ! હે બહુ કૃપાળુ ! હે આકાશો અને પૃથ્વીને નમૂના વગર પેદા કરનાર ! હે જલાલવંત અને કરમ કરનાર ઝાત ! હે બહુ મહેરબાન ! હે એહસાન કરનાર ! મને પોતાના તરફથી એવી સુંદર ખુશબૂ અતા

ફરમાવ, જે તારા સિવાય તમામ (મખલૂક)થી મને બેપરવા કે બેનિયાઝ કરી દે. જો તમે કામિયાબી ચાહતા હો તો આ (જાણી લો) કે કામિયાબી આવી ચૂકી છે. બેશક, અમે આપ (સલ.)ને સ્પષ્ટ કામિયાબી અતા કરી છે. અલ્લાહ તઆલા તરફથી મદદ અને કરીબી ફતહ(ની ઉમ્મીદ છે). હે અલ્લાહ ! હે બેનિયાઝ! હે કાબિલે તા'રીફ ! હે (સર્વપ્રથમ) પેદા કરનાર ! હે બીજી વાર સજીવન કરનાર ! હે પુષ્કળ મુહબ્બત કરનાર ! હે અર્શના મહાન માલિક ! હે ચાહે તે કામ પાર પાડનાર ! પોતે હલાલ કરેલી બાબતો દ્વારા પોતે હરામ કરેલી બાબતોથી મને બેપરવા કે બેનિયાઝ કરી દે અને પોતાના ફઝલ દ્વારા પોતાની ઝાત સિવાય તમામ (મખ્લૂક)થી મને બેપરવા કરી દે અને જે માધ્યમ (ઝરીઅહ) દ્વારા તેં પોતાના કલામની હિફાઝત ફરમાવી છે, એ જ માધ્યમ દ્વારા મારી પણ હિફાઝત ફરમાવ

અને જે માધ્યમો દ્વારા તેં પોતાના રસૂલોની હિફાઝત ફરમાવી હતી, તે માધ્યમો દ્વારા મારી પણ હિફાઝત ફરમાવ. બેશક, તું દરેક ચીજ પર શક્તિમાન છે. *(હશ્ત સૂરહ : ૧૫૩)*

Maktabe Ashraf

**મુસીબતો દૂર કરવા માટેની દુઆ :**

(૨) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ નીચેના શબ્દો દિવસની શરૂઆતમાં પઢી લેશે તો સાંજ સુધી તેના પર મુસીબત નહિ આવે અને સાંજે પઢી લેશે તો સવાર સુધી બધી મુસીબતોથી છુટકારો મળશે :

اَللّٰهُمَّ اَنْتَ رَبِّيْ لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ عَلَيْكَ تَوَكَّلْتُ وَ اَنْتَ رَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ط مَاشَآءَ اللّٰهُ كَانَ وَمَا لَمْ يَشَأْ لَمْ يَكُنْ وَلَا حَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط

Maktaba Ashraf

أَعْلَمُ أَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝ وَأَنَّ اللّٰهَ

قَدْ أَحَاطَ بِكُلِّ شَيْءٍ عِلْمًا، اَللّٰهُمَّ إِنِّيْ

أَعُوْذُ بِكَ مِنْ شَرِّ نَفْسِيْ وَمِنْ شَرِّ كُلِّ

دَآبَّةٍ، أَنْتَ اٰخِذٌ بِنَاصِيَتِهَا، إِنَّ رَبِّيْ عَلٰى

صِرَاطٍ مُّسْتَقِيْمٍ ۝

હે અલ્લાહ ! તું જ મારો પાલનહાર છે. તારા સિવાય કોઇ ઇબાદતને પાત્ર નથી. તારા જ ઉપર મેં ભરોસો કર્યો છે અને તું જ મહાન અર્શનો માલિક છે. જે કંઇ અલ્લાહે ઇચ્છયું તે થઇ ગયું અને જે ન ઇચ્છયું તે નહિ થાય. અલ્લાહની મદદ સિવાય ન તો કોઇ બુરાઇથી બચી શકાય છે અને ન કોઇ ભલાઇ પ્રાપ્ત કરી શકાય છે. હું જાણું છું કે અલ્લાહ તઆલા દરેક

વસ્તુ ઉપર કુદરતવાળો છે અને અલ્લાહના ઈલ્મ (જ્ઞાન)એ દરેક વસ્તુને આવરી લીધી છે. હે અલ્લાહ ! હું મારા નફસની શરારતથી અને દરેક જાનવરની શરારતથી—જે તારા કાબૂમાંછે—તારો આશરો ચાહું છું. બેશક, મારો રબ સીધા માર્ગે મળે છે.

(૩) અલ્લામહ અયૂનીએ બુખારીની શરહમાં એક હદીષ નકલ કરી છે કે જે વ્યક્તિ એકવાર નીચેની દુઆ પઢે અને ત્યાર બાદ દુઆ કરે કે યા અલ્લાહ ! તેનો સવાબ મારાં મા—બાપને પહોંચાડી દે તો તેણે મા—બાપનો હક અદા કરી દીધો :

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ○ رَبِّ السَّمٰوٰتِ وَ رَبِّ الْاَرْضِ رَبِّ الْعٰلَمِيْنَ ○ وَلَهُ الْكِبْرِيَآءُ فِي السَّمٰوٰتِ

Maktabe Ashraf

Maktabe Ashraf

وَالْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ○

لِلّٰهِ الْحَمْدُ رَبِّ السَّمٰوٰتِ وَ رَبِّ

الْاَرْضِ رَبِّ الْعٰلَمِيْنَ ۙ وَلَهُ الْعَظَمَةُ

فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ

الْحَكِيْمُ ○ هُوَ الْمَلِكُ رَبُّ السَّمٰوٰتِ

وَ رَبُّ الْاَرْضِ رَبُّ الْعٰلَمِيْنَ ۙ وَلَهُ

النُّوْرُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ وَهُوَ

الْعَزِيْزُ الْحَكِيْمُ ○

(૪) મહબૂબે દો આલમ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ વુઝૂ પછી.....

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ

لَاشَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا
عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

પઢશે તો એના માટે જન્નતના આઠેય દરવાજા ઉઘાડી દેવાશે.

(૫) હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)એ ફરમાવ્યું કે, જે માણસ દોઝખથી બચવા ચાહે તો તે ફજર અને મગરિબની નમાઝ પછી પોતાની જગ્યાએથી ઊઠવા પહેલાં સાત વખત આ પઢી લે :

اَللّٰهُمَّ اَجِرْنِيْ مِنَ النَّارِ ط

અને સાત વખત આ પઢી લે :

اَعُوْذُ بِاللّٰهِ السَّمِيْعِ الْعَلِيْمِ مِنَ



Maktabe Ashraf

Maktabe Ashraf

الشَّيْطَانِ الرَّجِيْمِ ط

અને એક વખત સૂર–એ–હશ્રની આ ત્રણ આયતો પઢી લે :

هُوَ اللّٰهُ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ ج عٰلِمُ الْغَيْبِ وَ الشَّهَادَةِ ج هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ ﴿٢٢﴾ هُوَ اللّٰهُ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ ج اَلْمَلِكُ الْقُدُّوْسُ السَّلٰمُ الْمُؤْمِنُ الْمُهَيْمِنُ الْعَزِيْزُ الْجَبَّارُ الْمُتَكَبِّرُ ط سُبْحٰنَ اللّٰهِ عَمَّا يُشْرِكُوْنَ ﴿٢٣﴾ هُوَ اللّٰهُ الْخَالِقُ الْبَارِئُ الْمُصَوِّرُ لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ط يُسَبِّحُ لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ ج وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٢٤﴾ ع

Maktabe Ashraf

(૬) કુર્આન શરીફની આ બે આયતો પઢવાથી એક લાખ હજ અને એક હજાર વાર કુર્આન શરીફ પઢવાનો સવાબ મળશે *(વઅઝે સઈદ દહેલ્વી રહ.)*. તે બે આયતો આ છે :

فَلِلّٰهِ الْحَمْدُ رَبِّ السَّمٰوٰتِ وَ رَبِّ الْاَرْضِ رَبِّ الْعٰلَمِيْنَ ○ وَلَهُ الْكِبْرِيَآءُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۖ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ○

(૭) હઝરત જિબ્રઈલ (અલૈ.)એ મહબૂબે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાની ઈબાદત જેવી કરવી જોઈએ એવી કરવી હોય તો દુઆ આ પઢો :

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ حَمْدًا دَآئِمًا مَّعَ دَوَامِكَ وَلَكَ الْحَمْدُ حَمْدًا خَالِدًا مَّعَ خُلُوْدِكَ وَلَكَ الْحَمْدُ حَمْدًا دَآئِمًا لَّا يُرِيْدُ قَآئِلُهٗ اِلَّا رِضَاكَ وَلَكَ الْحَمْدُ حَمْدًا لَّامُنْتَهٰى لَهٗ دُوْنَ مَشِيَّتِكَ وَلَكَ الْحَمْدُ حَمْدًا عِنْدَ كُلِّ طَرْفَةِ عَيْنٍ وَّتَنَفُّسِ كُلِّ نَفْسٍ۔

(૮) અમીરુલ મુઅમિનીન હઝરત ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જો કોઇ સવાર–સાંજ ત્રણ વાર નીચેની દુઆ પઢશે તો દરેક નુકસાનથી તેની હિફાઝત થશે :

Maktabe Ashraf

MaktabeAshraf

بِسْمِ اللّٰهِ الَّذِیْ لَا یَضُرُّ مَعَ اسْمِهٖ شَیْءٌ فِی الْاَرْضِ وَلَا فِی السَّمَآءِ وَهُوَ السَّمِیْعُ الْعَلِیْمُ ط

*(તિરમિઝી)*

**અલ્લાહ તઆલા રાજી કરશે :**

(૯) હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ સવાર–સાંજ આ દુઆ પઢયા કરશે, તો અલ્લાહ પર તેનો હક છે કે તેને રાજી કરે :

رَضِیْتُ بِاللّٰهِ رَبًّا وَّ بِالْاِسْلَامِ دِیْنًا وَّ بِمُحَمَّدٍ (ﷺ) نَبِیًّا ط

*(તિરમિઝી)*

**પરેશાની અને બેચેની માટે :**

(૧૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ

(રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ.) પરેશાની અને બેચેની વખતે આ દુઆ પઢતા હતા :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْعَظِيْمُ الْحَلِيْمُ ط لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ الْعَرْشِ الْعَظِيْمُ ط لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ السَّمٰوٰتِ وَرَبُّ الْاَرْضِ رَبُّ الْعَرْشِ الْكَرِيْمُ ط

*(બુખારી, મુસ્લિમ)*

## મહાન ફઝીલતવાળા દુરૂદ શરીફ

### દુરૂદે તુનજ્જીના :

(૧૧) આ દુરૂદ પઢવાથી ઘણી બરકતો આવવાના અનુભવો થયા છે. જે વ્યક્તિને રોઝીમાં તંગી હોય કે કોઇ વસ્તુનો ડર હોય કે કોઇ જાઇઝ વસ્તુને પ્રાપ્ત કરવાનો મકસદ હોય



Maktabe Ashraf

તો આ દુરૂદને એક હજાર વાર પઢે, ઈન્શાઅલ્લાહ તે મકસદમાં તેને સફળતા મળશે. જો એક હજાર વાર ન પઢી શકે તો બીજી કોઇ સંખ્યા નક્કી કરી પઢી લે. જુમ્અહના દિવસે પઢવાના ઘણા લાભો છે.

*(અલ કવ્લુલ બદીઅ : ૨૧૯)*

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلٰوةً تُنَجِّيْنَا بِهَا مِنْ جَمِيْعِ الْاَهْوَالِ وَالْاٰفَاتِ، وَتَقْضِىْ لَنَا بِهَا جَمِيْعَ الْحَاجَاتِ، وَتُطَهِّرُنَا بِهَا مِنْ جَمِيْعِ السَّيِّئَاتِ، وَ تَرْفَعُنَا بِهَا عِنْدَكَ اَعْلَى الدَّرَجَاتِ، وَتُبَلِّغُنَا بِهَا اَقْصَى الْغَايَاتِ مِنْ جَمِيْعِ الْخَيْرَاتِ، فِى الْحَيٰوةِ وَبَعْدَ الْمَمَاتِ۔

(القول البديع محققه شيخ محمد عوامه:۳۲۵)



Maktabe Ashraf

હે અલ્લાહ! અમારા સરદાર અને આકા મુહમ્મદ (સલ.) ઉપર એવી રહમત નાઝિલ ફરમાવ, જેના વડે તું અમને દરેક ડર અને ખોફથી અને મુસીબતોથી છુટકારો અર્પણ કરે અને તેના વડે તું અમારી બધી જ જરૂરિયાતો પૂરી કરે અને જેના દ્વારા નું અમને બધા ગુનાહોથી પાક કરી દે અને જેના વડે તું તારી પાસે ઉચ્ચ દરજાત અર્પણ કરે અને જેના વડે તું જિંદગીમાં અને મોત પછી બધી જ ભલાઈઓ અર્પણ કરે. બેશક, તું બધી વસ્તુ ઉપર કુદરતવાળો છે.

**પુષ્કળ સવાબ :**

(૧૨) આ દુરૂદ શરીફ પઢવાનો સવાબ સાત હજાર દુરૂદ પઢવા બરાબર છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ۣ النَّبِيِّ
الْاُمِّيِّ وَاٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارِكْ وَسَلِّمْ

صَلٰوةَ الرِّضٰى وَارْضَ عَنْ اَصْحَابِهٖ
رَضَآءَ الرِّضٰى ط

*(દલાઇલુલ ખયરાત)*

Maktabe Ashraf

**સલાતુલ બીર :**

(૧૩) 'સલાતુલ બીર' ઘણી ફઝીલતવાળું દુરૂદ શરીફ છે. આ દુરૂદ શરીફની જાણકારી કદાચ લાખોમાંથી કોઇ એકને હશે. આ 'સલાતુલ બીર'ને કારણે જ 'દલાઇલુલ ખયરાત'ના કર્તાએ 'દલાઇલુલ ખયરાત' લખી છે. તે 'સલાતુલ બીર' આ રહ્યું :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا وَمَوْلَانَا مُحَمَّدٍ
وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ صَلٰوةً دَآئِمَةً
مَّقْبُوْلَةً تُؤَدِّىْ بِهَا عَنَّا حَقَّهُ الْعَظِيْمُ ط

સાથે નીચેનું વધારી દો તો ઘણું સુંદર :

كَمَا تُحِبُّ وَتَرْضٰى عَدَدَ مَا تُحِبُّ

وَتَرْضٰى۔

Maktabe Ashraf

**મહાનતમ્ દુરૂદ શરીફ :**

(૧૪) હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અલ્લાહ તઆલા ફરમાવે છે કે, મારી બુઝુર્ગી, ઈઝઝત અને જલાલની કસમ કે, જે કોઈ જુમ્અહના દિવસે આ દુરૂદ શરીફ પઢશે તો કિયામતના દિવસે એનો હાથ મારા મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હાથમાં હશે અને તે મારા મહબૂબના ઝંડા તળે રહેશે તથા આ દુરૂદ શરીફના દરેક અક્ષરને બદલે હું જન્નતમાં એક મહેલ આપીશ. તે મહાનતમ્ દુરૂદ શરીફ આ રહ્યું :

Maktabe Ashraf

اَللّٰھُمَّ اِنِّیْٓ اَسْئَلُكَ بِحَقِّكَ الْعَظِيْمِ وَ
بِحَقِّ عَرْشِكَ الْعَظِيْمِ وَبِحَقِّ نُوْرِ وَجْهِكَ
الْكَرِيْمِ ، بِحَقِّ مَاحَمَلَ كُرْسِيُّكَ مِنْ
عَظْمَتِكَ وَ جَلَالِكَ وَ جَمَالِكَ وَ بَهَآئِكَ
وَقُدْرَتِكَ وَ سُلْطَانِكَ وَ بِحَقِّ اسْمِكَ
الْمَخْزُوْنِ الْمَكْنُوْنِ الَّذِیْ سَمَّيْتَ بِهٖ
نَفْسَكَ وَاَنْزَلْتَهٗ فِیْ كِتَابِكَ اَوْ عَلَّمْتَهٗ بِهٖ
فِیْ عِلْمِ الْغَيْبِ عِنْدَ كَ اَنْ نُّصَلِّیَ عَلٰى
سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَّ
عَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ
وَاَسْئَلُكَ بِاسْمِكَ الَّذِیْ وَضَعْتَهٗ عَلٰى

Maktabae Ashraf

اللَّيْلِ فَاظْلَمَ وَ عَلَى النَّهَارِ فَاسْتَنَارَ
وَعَلَى السَّمٰوٰتِ فَاسْتَقَلَّتْ وَعَلَى الْاَرْضِ
فَاسْتَقَرَّتْ وَعَلَى الْجِبَالِ فَرَسَتْ ـ وَعَلَى
الصَّعْبَةِ فَذَلَّتْ وَ عَلٰى مَاءِ السَّمَآءِ
فَسَكَبَتْ وَ اَسْئَلُكَ اللّٰهُمَّ بِمَا سَئَلَكَ بِهٖ
سَيِّدُنَا مُحَمَّدٌ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَ
اَسْئَلُكَ اللّٰهُمَّ بِمَا سَئَلَكَ بِهٖ سَيِّدُنَاۤ
اٰدَمُ عَلَيْهِ السَّلَامُ وَ اَسْئَلُكَ اللّٰهُمَّ بِمَا
سَئَلَكَ بِهٖ سَيِّدُنَا مُحَمَّدٌ وَّ اَنْبِيَآئُكَ وَ
رُسُلُكَ وَ مَلٰٓئِكَتُكَ الْمُقَرَّبُوْنَ صَلَّى اللهُ
عَلَيْهِمْ اَجْمَعِيْنَ وَاَسْئَلُكَ اللّٰهُمَّ بِمَا

سَئَلَكَ بِهٖ اَهْلُ طَاعَتِكَ اَجْمَعِيْنَ اَنْ
نُّصَلِّيَ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰٓى اٰلِ سَيِّدِنَا
مُحَمَّدٍ عَدَدَ مَا خَلَقْتَ مِنْ قَبْلِ اَنْ يَّكُوْنَ
السَّمَآءُ ، مُبَيِّنَةً وَّ الْاَرْضُ مُطْحِيَّةً وَّ
الْجِبَالُ مَرْسِيَّةً وَّ الْعُيُوْنُ مُنْفَجِرَةً وَّ
الْاَنْهَارُ مُنْهَمِرَةً وَّ الشَّمْسُ مُضْحِيَّةً وَّ
الْقَمَرُ مُضِيَآءً وَّ الْكَوَاكِبُ مُنِيْرَةً ط عَدَدَ
خَلْقِهٖ وَ رِضَا نَفْسِهٖ وَ زِنَةَ عَرْشِهٖ وَ مِدَادَ
كَلِمَاتِهٖ وَ مَبْلَغَ عِلْمِهٖ وَ مُنْتَهٰى رِضَاهُ۔

**અતિ ફઝીલતવંતું દુરૂદ શરીફ :**

(૧૫) નીચેનું દુરૂદ શરીફ પણ ઘણી

Maktabe Ashraf

ફઝીલતવાળું છે. એક ગામડિયો સવાર–સાંજ એક એક વખત આ દુરૂદ શરીફ પઢતો હતો, તો મહબૂબે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને ખુલફાએ રાશિદીન અને ઉપસ્થિત સહાબ–એ–કિરામ (રદિ.)થી પણ વધુ નજીક બેસાડયો અને ફરમાવ્યું કે, મારા ઉપર સવાર–સાંજ આ માણસ આ દુરૂદ શરીફ પઢે છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ِالنَّبِيِّ
الْاُمِّيِّ وَ اٰلِهٖ وَ اَصْحَابِهٖ وَ بَارِكْ وَسَلِّمْ
عَدَدَ مَنْ صَلّٰى عَلَيْهِ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى
سَيِّدِنَا مُحَمَّدِ ِالنَّبِيِّ الْاُمِّيِّ وَ اٰلِهٖ وَ اَصْحَابِهٖ
وَبَارِكْ وَسَلِّمْ عَدَدَ مَنْ لَّمْ يُصَلِّ عَلَيْهِ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ﴿النَّبِيِّ

الْاُمِّيِّ وَ اٰلِهٖ وَ اَصْحَابِهٖ وَ بَارِكْ وَسَلِّمْ

كَمَآ اَمَرْتَ اَنْ نُصَلِّيَ عَلَيْهِ ط اَللّٰهُمَّ صَلِّ

عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ﴿النَّبِيِّ الْاُمِّيِّ وَ اٰلِهٖ وَ

اَصْحَابِهٖ وَ بَارِكْ وَسَلِّمْ كَمَا تَجِبُ

الصَّلٰوةُ عَلَيْهِ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا

مُحَمَّدِ ﴿النَّبِيِّ الْاُمِّيِّ وَ اٰلِهٖ وَ اَصْحَابِهٖ وَ

بَارِكْ وَسَلِّمْ كَمَا تَنْبَغِي الصَّلٰوةُ عَلَيْهِ ط

(૧૬) નીચેનું દુરૂદ શરીફ પઢવાનો સવાબ બાર હજાર દુરૂદ શરીફ પઢવા જેટલો છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ﴿النَّبِيِّ الْاُمِّيِّ



Maktabe Ashraf

وَاٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارِكْ وَسَلِّمْ عَدَدَ مَا فِيْ

عِلْمِ اللّٰهِ صَلٰوةً دَآئِمَةً بِدَوَامِ مُلْكِ اللّٰهِ ط

*(દલાઈલુલ ખયરાત)*

**સવાબ જ સવાબ :**

(૧૭) આ દુરૂદ શરીફ પઢવાનો સવાબ સિત્તેર હજાર દુરૂદ શરીફ બરાબર છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ِالنَّبِيِّ

الْاُمِّيِّ وَ اٰلِهٖ وَ اَصْحَابِهٖ وَ بَارِكْ وَسَلِّمْ

بَحْرِ اَنْوَارِكَ وَ مَعْدَنِ اَسْرَارِكَ وَلِسَانِ

حُجَّتِكَ وَعُرُوْسِ مَمْلَكَتِكَ وَطِرَازِ مُلْكِكَ

وَ خَزَآئِنِ رَحْمَتِكَ وَ طَرِيْقِ شَرِيْعَتِكَ



Maktabe Ashraf

الْمُتَلَذِّذِ بِتَوْحِيْدِكَ اِنْسَانِ عَيْنِ الْوُجُوْدِ

وَ السَّبَبِ فِيْ كُلِّ مَوْجُوْدٍ عَيْنِ اَعْيَانِ

خَلْقِكَ الْمُتَقَدِّمِ مِنْ نُوْرِ ضِيَآئِكَ صَلٰوةً

تَدُوْمُ بِدَوَامِكَ وَتَبْقٰى بِبَقَآئِكَ لَامُنْتَهٰى

لَهٗ دُوْنَ مَشِيَّتِكَ صَلٰوةً تُرْضِيْكَ وَتُرْضِيْهِ

وَتَرْضٰى بِهَا عَنَّا يَارَبَّ الْعَالَمِيْنَ!

*(દલાઈલુલ ખયરાત)*

## એક હજાર દિવસ સુધી સિત્તેર ફરિશ્તા સવાબ લખશે :

(૧૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નો ઈરશાદ છે કે જે વ્યક્તિ આ દુઆ પઢશે, તો તેનો સવાબ સિત્તેર ફરિશ્તા એક હજાર દિવસ સુધી લખવામાં મશગૂલ રહેશે :

جَزَى اللّٰهُ عَنَّا نَبِيَّنَا مُحَمَّدًا مَّا هُوَ اَهْلُهُ۔

**બાલ–બચ્ચાં અને માલની હિફાઝત માટે :**

(૧૯) એક સહાબી (રદિ.)એ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! મને પોતાનાં જીવ, પોતાનાં બાલ–બચ્ચાં અને માલ વિશે નુકસાનનો ડર રહે છે. આપ (સલ.)એ ફરમાવ્યું : તમે સવાર–સાંજ નીચેની દુઆ પઢ્યા કરો :

بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِىْ وَ نَفْسِىْ وَ وَلَدِىْ

وَ اَهْلِىْ وَمَالِىْ

**બિસ્મિલ્લાહિ અલા દીની વ નફ્સી વ**
**વ–લ–દી વ અહ્લી વ માલી**

થોડા દિવસ પછી તે માણસ આવ્યો તો આપ (સલ.)એ પૂછયું : હવે શી હાલત છે ?

તેણે અરજ કરી : કસમ છે એ ઝાતની જેણે

Maktabe Ashraf

આપને હકની સાથે નબી બનાવીને મોકલ્યા છે, મારો બધો જ ડર જતો રહયો. *(કન્ઝુલ ઉમ્માલ : ૨/૬૩૬)*

**દરેક બીમારીથી તંદુરસ્તી માટે :**

વરસાદનું પાણી લઈને તેના ઉપર
સૂરએ ફાતિહા ૭૦ વખત
આયતુલ કુર્સી ૭૦ વખત
કુલ હુવલ્લાહુ અહદ ૭૦ વખત
કુલ અઊઝુ બિરબ્બિલ ફલક ૭૦ વખત અને
કુલ અઊઝુ બિરબ્બિન્નાસ ૭૦ વખત પઢીને દમ કરે અને સાત દિવસ સુધી આ પાણી લગાતાર પીયા કરે (આ પ્રમાણે વારંવાર કરે).

*(આ'માલે કુર્આનીના ઝમીમહમાંથી : ૩૩૫)*

**એક વઝીફહ :**

એક માણસે હઝરત હકીમ અખ્તર સા. (રહ.)ને કહયું કે, મારી બદલી એક પીડાદાયક

જગ્યાએ થઇ ગઇ છે તો તેમણે ફરમાવ્યું : તમે દરેક નમાઝ પછી આ દુઆ પઢો :

رَبِّ اَدْخِلْنِیْ مُدْخَلَ صِدْقٍ وَّ اَخْرِجْنِیْ مُخْرَجَ صِدْقٍ وَّ اجْعَلْ لِّیْ مِنْ لَّدُنْكَ سُلْطَانًا نَّصِيْرًا ط

**રબ્બિ અદ્‌ખિલ્ની મુદ્‌ખ-લ સિદ્‌કિંવ્‌ વ અખ્રિજ્‌ની મુખ્‌ર-જ સિદ્‌કિંવ્‌ વજ્‌અલ્‌ લી મિન લદુન્ક સુલ્તાનન્‌ નસીરા.**

*(કશ્કોલે મઅરિફત : ૫૨૦)*

# સમાપ્ત

Maktabe Ashraf